# ચાલુ જમાનાનો ગોટાળો અને ઘરડા કાકાનો ભવાડો

( રાગ—સૈદા તારો ખૂબ છે હાંડોરે. )

બુઢ્ઢાએ બાકી ન રાખીરે, ઘોળામાં ધુળને નાખીરે. ટેક.
વર્ષ થયાં ત્રણ વીસ નથાપી, કામની બુઝી ન આગ;
ડાંપણ માંડે ડાઘ લગાડી, બેઠો વિષ્ટાગર કાગ,
બગાડી જીંદગી આખીરે, ઘોળામાં ધુળને નાખીરે. ૧
બુઢ્ઢે મીંઢળ હાથમાં બાંધી, કંઠ ધરી વરમાળ.
ફરીઓ ફેરા ચોરીએ બેસી, મોતના મંગળ ચાર,
ભણેલું ભોંયમાં રાખીરે, ઘોળામાં.................... ૨
પાછલે ,,દહાડે પોત પ્રકાશ્યું, રાજનગરની માંય;
સાર અસાર ન લેશ વીચાર્યો, નાંખ્યો કુવામાં ન્યાય,
કરીને નસી કાઢીરે, ઘોળામાં ધુળને નાખીરે ૩
માન વગોવીને ન્યાત વગોવી, કીધું કલંકીત કુળ,
પીધું કુગાકુગ પાછલે દાડે, નર્કમાં નાખ્યું મુળ;
વીષયની વાંચ્છના રાખીરે, ઘોળામાં ધુળને નાખીરે. ૪
બ્હાલી લાવી વરરાય કર્યું, તમે લોક વિરૂદ્ધી કામ,
વિક્રય કેરૂ પાપ કરાવ્યું, દેઈ બરાબર દામ;

ડુબાવી તેલમાં નાંખીરે, ધોળામાં ધુળને નાખીરે. ૫
અક્કલ માંહે આગ લગાડી, નક્કલ મુર્ખની કીધ,
વહેવાર માંહે વક્કર ખોયો, ધુળ મળી નવનીધ;
કરી કુળ કિર્તિ ઝાંખીરે, ધોળામાં ધુળને નાખીરે. ૬
કૌતુક કીધું કારસ્તુ તેથી, લોક ચઢ્યા ચગડોળ,
જાણે તે કાંયુ કરે જન આજે, ઓલીને બોલ્યા ગોળ;
મોઢાંનિજ ઠાવકા રાખીરે, ધોળામાં ધુળને નાખીરે. ૭
પુત્ર પનોતાને દીકરી દેવી, જેવી ફરે ઘરમાંય,
તોય ન લાજ્યા લાવતા લાડી, એહ તે શું કે'વાય;
રહ્યા જમ જીવને તાકીરે, ધોળામાં ધુળને નાખીરે. ૮
**ન નાયકી હોઇ જ્ઞાતિએથી** ઘાટ ઘડિ મન માંય,
તે તક્નો તમે લાભ લીધો છે, વૃદ્ધપણે વરરાય;
ફળો તે લેસો ચાખીરે, ધોળામાં ધુળને નાખીરે. ૯

## મહુડીયાની મ્હોકાંણ.

### [ મને વ્રજવાસ છે વ્હાલોરે ] એ રાગ.

મદિરા મુકજો ભાઈરે, ખરેખર છે દુખદાઇરે—ટેક૦
ઘી દુધ, મેવો લેવો મુકીને પેસે પીઠે ભલી ભાત.
માગે મદિરા ઢીંચવા માટે જાએ પછી એકાન્ત;
શકોરૂં હાથમાં સાહીરે. ખરેખર૦—૧
ઘુંટ ભરેને ઉંટ સરીખા હોઠ કરતા હોય,
ચાર ચણા લેઇ મુખમાં નાંખે આગ બુજે નહિ લ્હાય;
બળે જ્યાં કાળજુ ત્યાંહીરે. ખરેખર૦—૨

ખાલી કરી નિજ ખિસ્સું પછી તે ત્યાંથી પલાયન થાય,
વ્યાપી નીશા કે પાપીના બેઉ સ્થિર રહે નહિ પાય;
ફિરે લડથડીયાં ખાઇરે. ખરેખર૦—૩
ઓચિંત પડે ને ઉઠે પરાણે પાછો પડે તે ઠાર,
કીચડ કાદવ કે નરકાદિ ચુંથતા તેણી વાર;
મળે તન ભાન ન કાંઈ રે. ખરેખર૦—૪
માતને મારે ને તાતને તાડે ભ્રાતને ભાંડે ગાળ,
બ્હેન કે દીકરીને નવ છાંડે છેક છકી ભમરાળ;
કરે મદ્ય પીને ભવાઇરે. ખરેખર૦—૫
જોવા મળે જન તેહ તમાસો જે બન્યો ચકચુર,
મહુડી મહુડી બાળક બોલે તેમ ભસે ભરપુર;
જુની જેમ શ્વાન સગાઇરે. ખરેખર૦—૬
પાડ પડોશી દુષ્ટને દેખી દ્વાર દઈ દુર થાય,
પોલીસને જો જાણ પડે તો હાથ કડી નંખાય;
પડે પરમાદી ત્યાંહીરે. ખરેખર૦—૭
કેસ કરીને કોરટ માહે ઉભો કરે જઇ એહ,
થાય સજા કાં દંડ કરે ત્યાં હોય ન દેવા તેહ:
જતા એ જેલની માંહીરે. ખરેખર૦—૮
શ્યામ પડે જે ડામ કપાળે તે જગજાહેર થાય,
દારૂડીયા દરબાર ચડેને જીંદગી એળે જાય;
મરે ખરમાટી થાઇરે. ખરેખર૦—૯
ક્લાપમાં પેસી કે બંગલે બેસી દારૂ પીયે છે જેહ,
આપ ડુબેને દેશ ડુબાડે - તેમાં નહી સંદેહ;
દઈ જગ વાટ ફગાઇરે. ખરેખર૦—૧૦

રાજ ગમાવી રાય થયા કંઈ ગાંય થકી પણ રંક,
સુરા ગણી જે શોખ કર્યો તે બુરા ઠર્યો નિશંક,
રહી નહી પાસે પાઈરે. ખરેખર૦—૧૧
માટે ન પિશો પ્રાણ જતાં પણ હાલ થશે બેહાલ,
ખાંપણ ખોવ્યું હાથ નહિ આવે વિનવે કેશવલાલ;
કહું મમ માનજો ભાઈરે. ખરેખર૦—૧૨

રાગ-મેરે મૌલા બોલાલો મદીના મુજે. )

ખરચાં ખુબ વધ્યાં હવે બંધ કરો,
ખીસાં ખાલી થયાં તેનો ખ્યાલ કરો.
રોટી વીના બંધુ કરોડો, આ દેશમાં આજે રહે.
વીના મોતે કંઈક મરતા, કહેતાં આંસુડાં વહે;
એવા દીન બંધુ જરા વહાર કરો (૨) ખરચાં.
કૅાલર, નૅકટાઇ કોટ જાકીટ, પેન્ટ વિદેશી પહેરતાં,
વેશ ગમે નહીં દેશનો, વિદેશીમાં રાજી થતાં;
વેશ દેશનો ના તમે દુર કરો (૨) ખરચાં.
આંખો છતાં ચશ્મા ચડાવો, બુટ જુવે વીલાયતની,
થયો તબેલો સાફ પણ, ફેશન હજુ ના કંઈ જતી;
ફેશન, ફેશનમાં શું ! ફુલ્યા કરો (૨) ખરચાં.
ખરચાં વધ્યાં આજે ઘણા, અત્તર, અને તેલો નવા,
ભભકા મહી ભારે ખુવારી, થઈ દેશની મહીના ગયા;
ભભકા ખોટા હવે ભાઈ દુર કરો (૨) ખરચાં.
ધર્મભ્રષ્ટ વીદેશી બીડીએ. લાખો કરોડો જાય છે,

અક્કલ વીનાના આદમીથી, ના હુન્નુ છોડાય છે;
હાલ બેહાલ થયા બંધુ ખ્યાલ કરો (૨) ખરચાં.
ફેશન તણા ફંદે ફસાઇ, શું ફાયદો કાઢયો કહો;
દેશનો પેસો ખરે, પરદેશમાં ચાલ્યો ગયો,
હવે રહ્યા તેનો કંઇ બચાવ કરો (૨) ખરચાં.
મેટ્રીક થયા, બી. એ. થયા, એમ. એ. થયા શા કામના,
ભટકી ભણેલા ભીખ માગે આ દેશમાં આજે ઘણા;
પુનઃ હુન્નર ઉદ્યોગને હાથ ધરો (૨) ખરચાં.
ભણ્યા ભણ્યા પણ ના ગણ્યા, અને જ્ઞાન ગોખણીયું રહ્યું,
શુરવીરતા બેઠા ગુમાવી, હાડ હરામી થઇ ગયું;
આશા પરની સદાનો ત્યાગ કરો (૨) ખરચાં.
શોખો વધ્યા હોટલ તણા, પૈસા ખરાબી થાય છે,
ચાયના પ્યાલા ચડાવી, શક્તિ શરીરની જાય છે;
એવા શોખ નમાલાનો નાશ કરો (૨) ખરચાં.
નાટક સીનેમાના બહુ શોખો વધ્યા આજે ખરે,
તન, મન અને ધનની ખરાબી, આંખો ના ખુલે અરે;
પૈસા બરબાદી થતાં હવે બંધ કરો (૨) ખરચાં.
ઓઝલ તણી રહેનારીઓ, આજે અહીં અથડાય છે,
નાટક સીનેમાં ભરી બજારે બહુ ભટકવા જાય છે;
બહુ છુટાપણું દેવું બંધ કરો (૨) ખરચાં.
ફેશન વધી છે નવ નવી, પોલકા અને ચોળી મહીં,
ગુણીકા તણા વેશો બજાવે, ચપ્પલ વીના ચાલે નહી:
નથી સાર ફેશનમાં વીચાર કરો, (૨) ખરચાં.

મન મોહ્યા મલમલ થકી, બારીકથી બ્હેનો તણા;
ફાયદો કાઢયો નહી પણ વ્યભીચાર વધ્યો રહીના મણા;
એવા બારીક વસ્ત્રનો હવે ત્યાગ કરો (૨) ખરચાં.
ચુડી ગઈ ચુલા મહિ, શોખો વધ્યા બંગડી તણા,
એ કાચના કટકા થકી, પૈસા થયા છે પાણી ઘણા;
જુના રીત રીવાજો ના દુર કરો (૨) ખરચાં.
આવક ઘટી ખરચા વધ્યા, ઉંઘો છતાં શું! આંધળા,
પસ્તાઇ મરશો આખરે, રોટી વીના સમજો ભલાં;
કહે શામજી કહેવું મારૂં કાન ધરો (૨)

( બોટાદવાલા )

## ચેતતા નર સદાય સુખી.

( રાગ–મરશીયા. )

હાય હાય રે ગોટાળા જ્યાં ત્યાં જણાય છે;
છતાં હજુ ના આંખો ખોલાય છે રે    હાય હાય રે ૧
વધ્યા વેજીટેબલ ઘીવાળા, ચોખું કહીને ચલાવે ગોટાળા;
સ્વાર્થ માટે કર્મ કાળારે,    હાય હાય રે ૨
જે ઘીમાં બહુ ચરબી આવે, લુચ્ચા વહેપારીઓ બહુ લાવે,
જેનાં નાણાં ડબલ ઉપવે રે,    હાય હાય રે ૩
તેલ તલનું ગયું છે સુકાઇ, આપે મગફળી વેપારી ભાઇ:
ચાલે ગોટાળા એવા બહુ આંહી રે    હાય હાય રે ૪
ગલાઇ કાઢી આપે સાંચાવાળા લાવી વેચે વેપારી દુધવાળા;
પાણી નાખી કરે છે ગોટાળા રે    હાય હાય રે ૫

ગયા છાયલ તો જાડા છુપાઈ, મલમલમાં ગયા મન મોહી;
લાજ મરજાદ છેક જ ખોહીરે  હાય હાય રે ૬
પોલકાં પેઠાં ફેશનદાર ચોળી, દીધી આબરૂ બાપની બોળી;
એવી ફેશનમાં મુકજો હોળી રે  હાય હાય રે ૭
પગમાં ચંપલ ને હાથમાં રૂમાલો, કાંડે શોભતાં જુઓ ઘડીયાળો
સુધારે વર્તાવ્યો કેર કાળો રે  હાય હાય રે ૮
ભરી બજારે કંઈક ભટકાયે, લાજે કંઈકની આડ લુંટાયે;
છતાં લાજ શરમ ના જરાયે રે  હાય હાય રે ૯
બુટ સ્ટોકીંગ વિના નવ ચાલે, ચશ્મા ગોગલ્સ આંખ પર ઘાલે;
કંઈક ફેશનમાં ઉંધુ વાળે રે  હાય હાય રે ૧૦
ભણી ગણીને નોકરી કરતાં, ઠાઠ યુરોપી અંગપર ધરતાં;
બેટા બાદશાહના થઈ ફરતા રે  હાય હાય રે ૧૧
થઈ આવક-અને ખરચા પુરા, છતાં ઉંધે અક્કલના અધુરા;
હવે જાગો ઓ હિંદીઓ શુરા રે  હાય હાય રે ૧૨
જુના રીવાજો લાગે નહીં સારા, નવા લાગે છે આજ બહુ પ્યારા
ઉંધુ વાળ્યું છે ઘાલી સુધારા રે  હાય હાય રે ૧૩
જુઓ હોટલમાં શોખીનો જાતાં, ધર્મ ભ્રષ્ટ છતી આંખે થાતાં;
વર્ણ અઢારે સાથ બેસી ખાતાં રે  હાય હાય રે ૧૪
પૈસા ખાતર કજોડા બહુ થાયે, વિધવા જુઓ આમ વધતી જાયે
કળીકાળમાં આ કેમ સેહેવાયે રે  હાય હાય રે ૧૫
ચેહી ખોલે મીલો મોટા પાયે, વ્યાજ લોલે ભોળા લોક જાયે;
ઘર ફરી સાજા દીવાળા ફુંકાયે રે  હાય હાય રે ૧૬

૧૪૬૦૮



ધર્મ નામે ધતીંગો ચલાવે, પણ આચાર્યો શોકે ઉડાવે;
માર્ગ સાચો એ કોણ બતલાવે રે — હાય હાય રે ૧૭

અરે ! જાગો ! ઓ હિંદીઓ જાગો હવે સત્યના પંથપર લાગો;
કહે શામજી આળસને ત્યાગો રે — હાય હાય રે ૧૮

( બોટાદવાળા )



પ્રકાશક

બાબુ નારણદાસ મોહનલાલ પટેલ.

ઠે. દરીઆપુર, નાની હવેલીની પોળ

અમદાવાદ.



સંવત ૧૯૮૫ — પ્રત ૨૦૦૦ — સને ૧૯૨૯

કીંમત ૦-૦-૬



ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં રાયચંદ હીરાચંદે છાપ્યું.

ઠે. કાલુપુર, કપાસીઆ બજાર, અમદાવાદ.